# તણખલા

( સંવેદનાની શેરીઓમાં ગુંજન...)

ભાગ – ૧

સુલતાન સિંહ 'જીવન'

[ પ્રકાશન – તણખલા કાવ્યસંગ્રહનો આ ભાગ તારીખ '૨૦ જુલાઈ, ૨૦૧૬'ના રોજ પ્રતિલિપિ ઓનલાઈન સાઈટ પર પ્રકાશિત થયેલો છે. 

## -: અર્પણ :-

જેના માટે ક્યારેક સંવેદનની સૃષ્ટિમાં પગલા માંડ્યા હતા એ સંવેદનોની પ્રણેતા અને એના અહેસાસના દરેકે દરેક પળને...

જીવન ને...

# -: પ્રસ્તાવના :-

બધા પ્રકારના સાહિત્યના નિયમોનો સરવાળો કરતા કહું તો મારી પાસે આ પુસ્તક અંગે લખવા કોઈ પણ પ્રકારની પ્રસ્તાવના નથી. સામાન્ય રીતે લેખનની શરૂઆત કઈક લખવાથી થતી હોય છે. મુખ્યત્વે સાહિત્ય સર્જન માટેના કેટલાક પદ્ધતિસરના સલાહ સુચનો પણ હોય છે, અને દરેક સાહિત્યનો આધાર એના પર જ નિર્ધારિત થતો હોય છે. પણ કોઈ વ્યક્તિના જીવનમાં જ્યારે કઈક લખવાની શરૂઆત થાય ત્યારે એ સામાન્ય રીતે આ પદ્ધતિસરના પગથીયા ચડવામાં જોડાતો નથી પણ પગથીયા ચડવા માટેના પૂર્વાયોજન રૂપે કઈક ને કઈક સર્જન કર્યા કરે છે. સામાન્ય રીતે દરેક લખાયેલો શબ્દ સર્જન જ છે પણ જ્યારે એને અમુક નિર્ધારિત મૂલ્યો દ્વારા સજાવવામાં આવે ત્યારે તેની સુંદરતા ઓર વધુ ખીલી ઉઠે છે.

આ પુસ્તકમાં રહેલ દરેક રચના શુદ્ધ સાહિત્ય તરીકે છે કે નહિ એ કદાચ હું નથી જાણતો અને મારે એ નક્કી કરવું પણ નથી. હું કવિ છું કે લેખક એ મને નથી ખબર પણ હું એક વિદ્યાર્થી છું. મેં જ્યારથી પેપર વાંચ્યા ત્યારથી આવા કાવ્યો જ વાંચ્યા છે, જેમાં બંધન નથી પણ સંવેદન છે અને એમના આધારે મેં મારી સંવેદનાને શબ્દોમાં લખવાની કોશિશો પણ કરી છે. તેમ છતાં છંદ અલંકાર અને અમુક લયાત્મક તાલના બંધનો સિવાય લખાતા સાહિત્ય તરીકે મેં આ પદ્ય પ્રકારને તણખલા તરીકે સ્વીકાર્યું છે. અને એજ પ્રકારે મેં થોડું ગણું લખ્યું પણ છે. હું કવિ પણ નથી અને કદાચ હું કવિતા લખતો પણ નથી. હા સંવેદનાને જીવનના અનુભવોના આધારે જરૂર કાગળમાં ટાંકી લઉં છું અને એજ હું બીજા સમક્ષ (મારા બ્લોગમાં) પણ મૂકી દઉં છું.

તો આ બધી એ માહિતી છે જે કદાચ પુસ્તકના પ્રથમ પાને તમારે જાણી લેવું જોઈએ. આમાં કાવ્યો છે કે ખંડ કાવ્યો એ હું નથી જાણતો પણ, હા આમાં એક અનુભવેલી, વાંચેલી, જોયેલી અને સર્જનાત્મકતાથી રચેલી સંવેદનાની શેરીઓનું ગુંજન જરૂર છે. મારા દિલમાં ઉઠેલા તાલ છે, ક્યાંક ચિકાર અંધકાર તો ક્યાંક પ્રકાશ અપાર છે, ક્યાંક વેદના ક્યાંક ખુશી, જીવનના દરેક રંગે અનુભવેલું આ જીવન મેં એજ ઉપનામ 'જીવન' સાથે લખ્યું છે.

~ સુલતાન સિંહ 'જીવન'

## ~: અનુક્રમણિકા :~

# ૧. દિલનો ઉછળાટ

એક અજાણી લાગણી તરસે છે,
કઈ પણ જાણે સમજાતું નથી,
મળવાનું કારણ શું,
પ્રેમ કે પછી લાગણી,

ઊછળતો સાગર કે,
તોફાનોની માયાજાળ,
પ્રીતની હેલી કે પછી,
લાગણીની લાંબી વણજાર,

સમજાતું ત્યારે પણ ન હતું,
કદાચ, અને આજેય નહી,
એની પ્રીત સાચી હશે,
કે કદાચ મારી પ્રેમ વરસાદ,

ભૂલ કદાચ મારી પણ હોય,
ભૂલ તો એની પણ હશે જ,
કદાચ હું ત્યારે ના સમજ્યો,
કદાચ એ ના સમજે આજ,

મને ક્યારેક એ સમજશે કે,
હુય એને આમ ભૂલી શકીશ?,
મુશ્કેલ છે કદાચ એનું સમજવું,
એટલુ જ 'જીવન' નું ભૂલી શકવું,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૨. દિલ યાદ કરે છે

એક સવાલ પણ જાણે અસર કરે છે,
આ મૂંઝાયેલી આંખો પણ નઝર કરે છે,

સમજાતા નથી રહસ્યો ફરતી નઝરોના,
મુરઝાયેલા ઝખ્મોને ફરી બળતા કરે છે,

કેમ કરી ભુલાવી દઉં તારી યાદો આમ,
બધી કોશિશો ભૂલવાની નાકામિયાબ કરે છે,

કેમ બદલાઈ આમ આચાનક સમજાતું નથી,
બદલાયેલી સીરતજ તો ઘહેરા ઘાવ કરે છે,

મુબારક તને તારી ખુશીની નવી આ દુનિયા,
દિલ આજેય હરપળ તારી ખુશીની દુઆ કરે છે,

કોઈક દિવસ સમજાશે ભૂલ તમારી હશે જ,
અપનાવજો ક્યારેક 'જીવન' સાદ કરે છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૩. જીવન છે તું,

જીવન શું છે? પ્રેમની મીઠાસ,
કે પછી, નફરતની કડવાશ,

જીવન જો પ્રેમ હોય? તો એમાં મીઠાસ,
હવે કેમ નથી, અનુભવાતી આજ,

જીવન જો નફરત હોય? સત્ય છે વાત,
કડવાશ હવે વારંવાર, અનુભવાતી આજ,

જીવન તો મીઠી આસ હતી, મુજ મનની,
પણ આશાઓ ક્યાં ફળે, જીવન વહેમમાં,

જીવનતો બંધાઈ છે? લાગણીના વેહતા નીરમાં,
એ બંધનો પણ, તૂટવાની ઘડીયોમાં છે જાણે,

‘જીવન’ તુજ તો જીવન છે, આજ પલ પલમાં,
દરેક યાદમાં ઉગતું, એ ગુલાબી કમળ છે…

~સુલતાન સિંહ ‘જીવન’

# ૪. ક્યારેક જ મળશે

એક અવાજ તારો,
લાંબો વિચાર મારો,
ભૂતકાળમાં સંભારણા,
એ જાગરણની રાત્રી,
મારા ઘરે તું આમ,
મારી આસ પાસ,
લપાઈને છુપાતી,
અહેસાસ હુંફનો ને,
પ્રેમનો એ વિશ્વાસ,
તડપતી એ આશ,
કયાક્જ મળશે હવે...

સમય પણ બદલાયો,
વિચારો પણ બદલાયા,
ભુલાઈ એ યાદો પણ,
એજ રાત્રી, ને દિવસો,
આજેય ફરી વાર,
કમી છે તારી,
મારા એકાંતમાં,
પ્રેમના વિશ્વાશમાં,
તડપતી આશમાં,
'જીવન' આજ ફરી જાણે,
કયારેક જ મળશે હવે...

~ સુલતાન સિંહ 'જીવન'

# પ. પણ શું...?

છલકતી રહેતી,
મોઝમાં ને વિરહમાં,
નીતરતી રહેતી અગન જ્વાળ,
આમજ આજેય દિલમાં,
લાગણી દુભાયેલી,
નઝરે તો પડે,
પણ શું...?

કારણ એનું શું?
સવાલ તો છે,
પણ એનો,
જવાબ ક્યાં?
શું આજેય દુખી છે?
કે ખુશ છે હવે,
પણ શું...?

બદલાયેલી નઝરો,
વિશ્વાશની ઉણપમાં આજ,
તુટતી આ દોર,
મુજ તરફ જ તો,
ઈશારા કરી હસતી હોય,
મન લાચાર બની,
માની પણ લે,
પણ શું...?

આંખોની એ ભાવના,
થોડાક જ વર્ષ જૂની,
લાગણીનો સાગર,
રોકી પણ ના શક્યો?

સવાલ કરવો કે,
જવાબ આપવો, તને,
પણ શું...?

જીવન આજ નીતરતી,
આંખો કેમ બળે,
પ્રેમ થી પણ આમ,
નફરતમાં છે કેમ,
આવીને એજ તો કેતી જા,
તારી ભુલોય, આજ મારી 'જીવન',
પણ શું...?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૬. સમાનતા

કેમ કહે છે તું,
કે સમાનતા નથી,
વાતો તો એમ છે,
તું કે હું માનતા નથી,

પ્રેમની આ લાગણીઓ ઉભરતી,
તારામાં એમ મારા માટે,
સરખામણી ની દીવાલ હતી,
અપનાવ પણ અજાણતા હતી,

કિંમતો સમજતા પણ,
વખત તો લાગે જ છે,
ટૂંકો હોય સમય એવુય બને,
ક્યારેક લંબાય એવુય બને,

સમજાય છે આજે તારી વાતો,
કદાચ એનો હવે સમય નથી,
તારી સમજ પ્રમાણે હું અજાણ હતો,
મારી સમજ મુજબ હવે તું અજાણ છે,

~સુલતાન સિંહ ‘જીવન’

# ૭. સમજાતા નથી

દિલની ગહેરાઈ માં ઉતરી ને શું ફાયદો?
ક્યાં જાય છે હવે આ રસ્તા સમજાતા નથી,,

મન ને વારંવાર તો પુછીને પણ શું ફાયદો?
જવાબના તો એમાં મતલબ સમજાતા નથી,,

થાય તો એમ કે લાવ તને પણ પૂછી લઉં?
નફરત અને ગુસ્સાના કારણ સમજાતા નથી,,

આવવાની રાહ હવે ક્યાં શુધી જોઉં કે તારી?
પાછા ફરવાના તારા અણસાર સમજાતા નથી,,

કદાચ મારામા જ કોઈક્ કમી હોય એવું બને,
પણ તારા મનના તો સવાલોય સમજાતા નથી,,

કલમ પણ તારા વિચારોમાંજ ફરે 'જીવન'?
લખેલા તો હવે જાણે શબ્દોય સમજાતા નથી,,

~સુલતાન સિંહ 'જીવન'

# ૮. સમજાતું નથી

નવાઈની વાત છે આજ કાલમાં,
દિલની બેચેનીઓ વધે છે ખરા,
એના પાછળનું કારણ સમજાતું નથી...

તારા પ્રત્યે વણઉકેલાયેલી લાગણી ના પુર,
બધુતો કેમ કરી સમજાવું હવે આમ તને,
પણ એના પાછળનું તારણ સમજાતું નથી...

કદાચ નવીજ ભાવનાઓના સુર વહે છે,
તલપ તો વર્ષો જુની જ છે મારી પણ,
એનું ઓચિંતું કારણ હવે સમજાતું નથી...

એક ગજબનું ખેચાણ છે તારા તરફનું,
મનમાં તારાજ વિચારો જાણે વહેતા રહે,
આકર્ષણ કે પછી પ્રેમ એય સમજાતું નથી...

કદાચ એ તારા તરફનો પ્રેમ હોય એવું બને,
ના કહી શકવાની વાતની ઉલજન છે 'જીવન',
તું માનીશ કે નહી હવે તો એય સમજાતું નથી...

~ સુલતાન સિંહ 'જીવન'

# ૯. તુજ તો નથી

કહેવું તો ઘણુંય છે તને,
પણ એવા સંજોગ નથી...

સમજાવવું તો ઘણુંય છે મારે,
સમજી શકવાના અણસાર નથી...

યાદ છે દરેક પળની યાદો પણ,
વીતેલી યાદોની તને દરકાર નથી...

કદાચ ત્યારે મોડો પડી ગયો પણ,
હવે પ્રેમનો તને અહેસાસ પણ નથી...

સમજાય છે બધું હવે મનેય પણ,
મારી વાતોનો તને વિશ્વાસ નથી...

વાતો તો ત્યારેજ માની લેત તારી પણ,
દિલમાં તારાય લાગણી અને પ્રેમ નથી...

~સુલતાન સિંહ 'જીવન'

# ૧૦. એ ચહેરાનું શું...?

કેટલી અજીબ જોને દુનિયા છે,
રંગોની પણ અહી ભરમાર છે,

પાણીનો અહીં કોઈ રંગ નથી,
પ્રેમની પણ હવે સુંગંધ નથી,

બેરુખી પણ તારી એ સાચી હશે,
દીવાનગી આ કદાચ કાચી હશે,

સમજતા વાર તો દરેકને લાગે,
પણ સમજાઈ ગયા પછીનું શું,?

વીતેલો સમય નજરે ચડી આવે,
પણ સાથે વિતાવેલા સમયનું શું,?

સબંધો પણ જોડાયેલા ભૂલાય છે,
પણ દિલમાં ચિતરાયેલા ચહેરાનું શું,?

~સુલતાન સિંહ 'જીવન'

# ૧૧. કે પછી...?

એક અનેરી માસુમિયત છે,
કોશિશ કઈક છુપાવવાની,
કે પછી...?

હજારો ખુશીઓ સજાવવાની,
કઈક તો છે ઊંડાણની,
ગહેરાઈમાં સમાયેલું,
સાગર છે ખુશીઓના,
કે પછી...?

તૂટેલા તોફાની અરમાન,
કોશિશ તો કરે,
અલગ જ દેખાડવાની,
ઝગમગતો એ પ્રકાશ છે,
કે પછી...?

છૂપો ભયંકર અંધકાર,
રહસ્યો છે માસુમીયતમાં,
બનાવતી મુખવટામાં,
પ્રેમ નો વહેતો સાગર,
કે પછી...?

નફરતનો ઝંઝાવાત,
નાકામ કોશિશ કરે,
લાગણી છુપાવવાની,
આજ રૂપ છે તારું,
કે પછી...?

બનાવટી વ્યક્તિત્વ,

સચ્ચાઈ સાફ છે,
તારી માસુમીયતમાં,
કોશીશ ખુશ દેખાવાની,
કે પછી...?

નિરંતર વહેતું ઝરણું,
'હું' ને 'તું', અથવા 'જીવન'
કે પછી...?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૨. શું સમજી બેઠા...?

રણમાં દેખાતા મૃગજળને જાણે,
સાચો-સાચ પાણી સમજી બેઠા.

ઈન્ટરનેટના દોસ્તનેય જાણે કે,
જિંદગીની હકીકત બનાવી બેઠા.

ડૂબ્યા અમે દોસ્તીના સાગરમાં,
સબંધોનો આધાર માની બેઠા.

દોસ્તી એમની દિલથી નિભાવવા,
દબાયેલો એ પ્રેમ છુપાવી બેઠા.

મઝબુતાઈ દોસ્તીની ચકાસવામાં,
શબ્દના બાણે દુશ્મન બનાવી બેઠા.

ભોળપણમાં બોલાયેલા બે શબ્દોને,
ધનુષથી છુટેલા બાણ બનાવી બેઠા.

સમજાવાની મારી કોશિશોને પણ,
દિલ દુખાવાની આદત માની બેઠા.

કહેતા રહ્યા તમેજ છો ખાસ મારા,
છતા પોતાને ગુનેહગાર માની બેઠા.

કાદવમાં ખીલેલા કમળને પણ,
પ્લાસ્ટિક તણો આકાર માની બેઠા.

ગુસ્સાની ભયાનક આગમાં જાણે,
દોસ્તીના એ તાર સળગાવી બેઠા.

~સુલતાન સિંહ ‘જીવન’

# ૧૩. કયા માર્ગે...?

દુનિયાથી દુર અજાણ વિશ્વમાં ફરી રહ્યો છું,
ક્યાંક મળે યાદોના તાર એ શોધી રહ્યો છું,
કદાચ એવા નસીબના જોગ ખોઈ ગયો છું,
બસ તારી વેદનાની યાદમાં રોઈ રહ્યો છું,

કેવા પાપ ! જિંદગીને નર્કમાં જોઈ રહ્યો છું,
તારી યાદોના સહારે તો દુર જઈ રહ્યો છું,
વર્તાય તને કમી એની રાહ જોઈ રહ્યો છું,
સમજાતું નથી કયા માર્ગે ઘસડાઈ રહ્યો છું,

સમય નથી જેને એનીજ રાહ જોઈ રહ્યો છું,
પસાર થતા એ મચકોડાતું મો જોઈ રહ્યો છું,
હસી પડશે ક્યારે એનીજ રાહ જોઈ રહ્યો છું,
સમજાતું નથી કયા માર્ગે ઘસડાઈ રહ્યો છું,

બગાડનારની જિંદગી સુધરતો જઈ રહ્યો છું,
ફરી પામવાના એને સપના જોઈ રહ્યો છું,
વર્ષોથી વાટતો જોઈ એને પામવાની મેચ,
સમજાતું નથી કયા માર્ગે ઘસડાઈ રહ્યો છું,

જોઈજા હુય ક્યાં ખુશીમાં જીવતો છું અહી,
સમજતી ભલે તું હું બીજાનો થઇ રહ્યો છું,
આજ પણ રાહ તો હું તારીજ જોઈ રહ્યો છું,
સમજાતું નથી કયા માર્ગે ઘસડાઈ રહ્યો છું,

~સુલતાન સિંહ 'જીવન'

# ૧૪. એજ... સમજાતું નથી...

ક્યાં જાઉં હવે અને ક્યાં રહું હવે?
એજ મને સમજાતું નથી...

નફરત હતી દિલને પ્રેમના નામથી કેમ?
એજ મને સમજાતું નથી...

કેમ આવી જ તું મારી દુનિયામાં?
એજ મને સમજાતું નથી...

કોઈજના ગમી ને તુજ શા કારણે?
એજ મને સમજાતું નથી...

લાખ ચાહવા છતાંય ના થઇ કેમ મારી?
એજ મને સમજાતું નથી...

અચાનક કેમ આવ્યો નકાર સબંધોમાં હવે?
એજ મને સમજાતું નથી...

લાખ કારણ છે તને ચાહવાનાજ કેમ?
એજ મને સમજાતું નથી...

કારણ તારી પાસેય નથી ના કહેવાનું કેમ?
એજ મને સમજાતું નથી...

એક કારણ આપેતો દિલને સમજાવી પણ લઉં,
કારણ વગર શું દિલાસો આપું,
એજ મને સમજાતું નથી..

દરેક વાત હુજ માનું પણ તું કેમ નઈ?
એજ મને સમજાતું નથી...

સમસ્યા પૂછો તોય કેમ જવાબ નથી?

એજ મને સમજાતું નથી...

ના તારી હા છે કે ના છોડવાના કારણો, કેમ?
એજ મને સમજાતું નથી...

તારી રાહ જોતો રહું કે દુર ચાલ્યો જાઉં?
એજ મને સમજાતું નથી...

કેમ તને મૂંઝવણમાં જોતો રહું, આમ વિચારોમાં?
એજ મને સમજાતું નથી...

કેમ કરીને યાદોને ભુલાવી શકીશ હું?
એજ મને સમજાતું નથી...

તમે મને સમજસો કે હું સમજી શકીશ તને?
એજ મને સમજાતું નથી...

સુંદરતા નથી તમારા જેટલી કદાચ એટલે જ?
એજ મને સમજાતું નથી...

તુજ આપને કોઈક રસ્તો છૂટવાનો મને,
શું કરું હવે હું વેરણ રસ્તે?
એજ મને સમજાતું નથી...

હના જવાબ માં હું જ છું કે તું 'જીવન'?
એજ મને સમજાતું નથી...

~સુલતાન સિંહ 'જીવન'

# ૧૫. યાદ આવે છે

જોઉં તને ને ભૂતકાળની યાદ આવે છે,
સાથે વિતાવેલા હરેક પળની યાદ આવે છે,
મળવાની ઝંખના હમેશા ઉભરાય મનમાં,
તારી ગુસ્સે ભરેલી એ અદા યાદ આવે છે,

પ્રેમથી ભીંજાયેલો રહેતો ચહેરો મને જોઈ,
ભૂલવાની કોશીશમાંય તારી યાદ આવે છે,
કેમ કરી સમજવું મારા દિલની વાતો હવે,
સમય વીત્યો આખરી મુલાકાત યાદ આવે છે,

ભૂલી હોઈશ સાથે વિતાવેલી પ્રણયની પળો,
હવે રાતોની એ રંગીનીયત યાદ આવે છે,
આસ આજે પણ તારા ગૂંથાયેલા સહવાસની,
આખરી ભીંજાયેલા મિલનની યાદ આવે છે,

નીકળે છે જ્યારે ચઢેલા મોઢે આમ સામેથી,
જોડી હાથ માનવતો એ ચહેરો યાદ આવે છે,
સમજાતું નથી ભૂલી બદલાઈ જવાનું કારણ,
તારી આંખોમાં માર જ સ્વરૂપ દોરાઈ આવે છે,

સદીયોનો સમય જાણે વીત્યો પ્રણય ફાગમાં,
તારા દરેક એ વચનોના શબ્દો યાદ આવે છે,
વર્ષોથી કરુ છું કોશિશ તને દિલથી કાઢવાનો,
તારા ધુત્કાર છતાંય જાણે તુજ યાદ આવે છે,

ભલેતું સત્યની અજ્ઞાનતામાં ભૂલી હોય મને,
સમજાશે ત્યારે નીરખવાય નઈ મળે 'જીવન'
દિલ વિખરસે ને રોતી રહીશ ભગવાન સામે,
ત્યારે કહીશ, ભૂલી 'હું' તોય 'તું' યાદ આવે છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૬. ખોવાઈ જઈશ

મારા પ્રેમની તો હવે તને આસ ક્યાં છે,
મારી વાતોમાંય હવે તને વિશ્વાસ ક્યાં છે,
ટૂંક સમયમાં જ ભૂલી ગઈ પ્રણય ઋતુને,
તારી પાસે હવે પ્રેમની મને આસ ક્યાં છે,

હુજ મુર્ખ હોઈશ ભુલી ના શક્યો વર્ષો બાદ,
તારા મનમાં મુજ યાદની હવે આસ ક્યાં છે,
લાખ કોશિશ કરી મળીને સમજાવી લેવાની,
વાત સંભાળવાય તારી પાસે સમય ક્યાં છે,

મળીયે તો રોજ દુનિયાની સાંકડી રાહોમાં,
કરવા તારી પાસે હવે દિલની વાત ક્યાં છે,
અથાક કોશિશ કરી ચુક્યો તને સમજાવાની,
કદાચ, તુજમાં મને પામવાની આસ ક્યાં છે,

બુજાઈ જાણે ઝગમગતી મારી પ્રેમ જ્યોત,
ફરી જ્યોત સળગવાની હવે આસ ક્યાં છે,
તડપી ઉઠે દિલ તને ઝંખવાની ચાહતથી,
મને ઝંખવાની તુજ મનમાં આસ ક્યાં છે,

દેહસંગમની યાદો ગંઠાઈ છે દિલના ખૂણે,
શોધું આસ તુજ દિલના ખૂણામાંય ક્યાં છે,
સાંભળ્યું છે મેં પણ કે સમય બદલાય છે,
પ્રણયઋતુની ખોવાય લહેર એ વાત ક્યાં છે,

ખુશ ભલે તું દુનિયાના રંગીન ભ્રમજાળમાં,
પ્રેમની સત્યતા સમજવાની સમજ ક્યાં છે,
નહિ મળે આ ચહેરો પણ નીરખવા 'જીવન',
જ્યારે યાદો હશે પણ મારી હસ્તીજ ક્યાં છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૧૭. બદલાય છે...

ઝૂની શેરીઓના તો હવે રસ્તાય બદલાય છે,
પ્રેમીઓનાતો સમય જતા દિલ બદલાય છે,
કેમ કહું વ્યથા મનની મળી તો જો ક્યારેક,
તારા જીવનનો અંદાઝ કેમ બદલાય છે,

લાખ પ્રયત્નેય સમજાતી નથી ભૂલ મારી,
તારીજ નઝરમાં હવે સત્યતા બદલાય છે,
દેખાઈ હોય ભૂલ મારી એક પણ જીવનમાં,
સમજાવતો તારું આ વર્તન કેમ બદલાય છે,

રાતલડીના અંધારામાં પાંગળતી પ્રેમલહેરો,
અંધકારની પણ હવે જાણે કાયા બદલાય છે,
જોઈ રહેતો મારા કારણે પ્રશન્નતા તુજ મુખે,
હરખ પણ તારો કેમ આ દુઃખમાં બદલાય છે,

ભુલો તો પણ કરી જ હતી વસંત બહારમાં,
ભૂલનો નિયમ ક્યાં મારા માટે બદલાય છે,
માફ કરી મેં તારી દરેક નાની-મોટી ભૂલો,
મારી એક ભૂલે શીદને આટલી બદલાય છે,

નથી જીરવાતી આ પળ-પળની નૈન તૃષ્ણા,
જોવાની તને આસમાં આંખોય બદલાય છે,
સુખી થાય તું એવી દુઆઓ કરતોજ રહીશ,
પણ તારી યાદે દુઆ દુઃખમાં બદલાય છે,

ઉતરી જાય છે એક ઝલક તારી દિલ પાર,
અગમ્યતા પણ સુગમ્યતામાં જો બદલાય છે,
દિલ બદલાયું તારું કોઈકની જુઠી વાતોથી,
તીરના ઘાથી દિલના આ ઝખમ બદલાય છે,

સાચી હોઈશ તું પણ તારા મતે જ કદાચિત,
સ્થાન લે મારું સમજાય કે કોણ બદલાય છે,
ગુનો હોય મારો જે લાગ્યો તને આમ મનમાં,
સમજાવ દુઃખને સુખમાં કેમ કરી બદલાય છે,

વસંતની રંગીન અને ભીનાશ ભરી રાતોમાં,
વિરહ વેળાયે આ પાનખર થઇ બદલાય છે,
સત્ય સૃષ્ટિનું ચાહનારને પ્રેમ નથી મળતો,
જેને ચાહી બેઠા, ક્યારેક તો એજ બદલાય છે,

ઝૂની શેરીઓના તો હવે રસ્તાજ બદલાય છે,
પ્રેમની દુનિયામાં ઘરના વ્યક્તિજ બદલાય છે,
ખોવાઈ રહ્યા યાદની અગાધ ખાઈઓમાં અમે,
એમની ઊંડાઈ પણ ઊંચાઈઓમાં બદલાય છે,

સમજી નથી સકતી કેમ દિલના ઊંડાણથી,
સમજીતો જો નઝરો કેમ કરી બદલાય છે,
વાગસે ઠોકર જ્યારે મારી જેમ તને પણ,
પ્રેમ કરવા કરતા તરછોડનાર જ પછતાંય છે,

રહી જઈશ ‘જીવન’ લાગણીઓમાં સમજાવતો,
ભૂલ કરી જેને બધું સમજાય એજ પછતાંય છે,

~સુલતાન સિંહ ‘જીવન’

# ૧૮. તને ક્યાં યાદ છે...?

કેમ કરી સમજવું તારીજ એક યાદ છે,
ભૂલ્યો છું બધુજ બસ તુજ એક યાદ છે,
લાખ વાત હોય દિલમાં તારીજ યાદ છે,
સમજીશ કદાચિત મને એકવાર જીવનમાં,
મારામાં મુજથીયે વધુ તારીજ યાદ છે,

વચન ભૂલી બોલેલા તરછોડ્યો અકાળમાં,
સ્વર્ગની અપેક્ષામાંય સાથ તારો યાદ છે,
સુખ અને દુઃખતો જીવનનો એક ભાગ છે,
તું ભૂલી ભલે, મને તો તું આજેય યાદ છે,
કેમ કરી સમજાવું બસ એક તુજ યાદ છે,

સદીયો સમાન વીતેલા વર્ષોની યાદોમાં,
એ પુરાણી વાતોજ આજેય મને યાદ છે,
જીવી લઈશ જેટલું પડશે ભોગવવું હવે,
ભવિષ્ય મારું તો તારો ભૂતકાળ યાદ છે,
કેમ કરી સમજાવું બસ એક તુજ યાદ છે,

ન સમજાય અહેમિયત મારા સમર્પણની,
તરસું સંભાળવા તનેય મરીજ યાદ છે,
બનશે કદાચ કે કોઈ ના ઓળખે તને,
ખભે મૂકી હાથ કહીશ તુજ મારી યાદ છે,
કેમ કરીને સમજાવું એક તુજ યાદ છે,

નિભાવીશ ને વચન તું લાખવાર પૂછતી,
તારાજ એ વચનો હવે ક્યાં તને યાદ છે,
કહેતી નહિ ભૂલી શકું અંત સુધી તારી યાદો,
વર્ષોજ વીત્યા તને ક્યાં મારી હવે યાદ છે,
કેમ કરીને સમજાવું એક તુજ યાદ છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૧૯. નીરખતા નૈન

નીરખ્યા કરે નૈન તારી ઝંખનામાં બનીને અંધ,
નઈ થાય હવે જીવનમાં તને પામ્યા વિના બંધ,

કેમ થઇ ગઈ દુનિયાના રંગમાં ખોવાઈને અંધ,
કેમ નથી સમજતી એ રંગોમાં જે આંખે છે બંધ,

ક્યાં સુધી દુર રહીશ મારાથી બનીને આમ અંધ,
ક્યારેકતો થશે દિલમાં નફરતના દરવાઝા બંધ,

નીરખ્યા કરે નૈન તારી ઝંખનામાં બનીને અંધ,
નઈ થાય હવે જીવનમાં તને પામ્યા વિના બંધ,

હું પણ હતો વર્ષોથી તારા પ્રેમજાળમાં જ અંધ,
હવે સમજાય નાટક હશે તારું તો દિલ છે બંધ,

ખુલશે ક્યારેક તારા રંગાયેલા નૈનો જે છે અંધ,
તારા માટે હશે ત્યારે બધા રસ્તાઓ પણ બંધ,

નીરખ્યા કરે નૈન તારી ઝંખનામાં બનીને અંધ,
નઈ થાય હવે જીવનમાં તને પામ્યા વિના બંધ,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૨૦. ભણકારા

સમય આવશે કે દુર જતી રહીશ મારાથી,
સપને ય એવું કદી મે વિચાર્યું પણ નથી,

આજના દિવસોમાં મારી સાથે નઈ દુર છે,
એય વાત પણ ખોટી તો નથી જ ને હવે?

કયા કારણો સર તું દુર થઇ હશે મારાથી,
મને આજ સુધી એ જવાબ નથી મળ્યો?

જીવનતો ચાલે છે તારા વિનાય અત્યારે,
સુખની કેટલી પળો તું કરીશ ઓછી કે?

સમજવું તો એ પણ આશાન નથી હોતું કે,
પ્રેમના પગલા ભર્યા એને ભૂલવું તો કેમ?

ટૂંકો સાથ ભુલતાય વર્ષો નીકળી જાય છે,
વર્ષોનો સાથ આમ પળમાં ભૂલાવું તો કેમ?

રાહે ચાલતા વ્યક્તિનેય આપણે પારખીએ,
જીવન સાથે ચાલી પારખીના શકી તો કેમ?

કેટલો સમય રહીશ દુર એ તો તનેજ ખબર,
મળે સમય તો આપજે વિગતો ગઈ તો કેમ?

ભુલાશે નહિ સાથે વિતાવેલા એ પળ 'જીવન'
વિનતી કે પછી તુજ પર હક જતાવું તો કેમ?

~સુલતાન સિંહ 'જીવન'

# ૨૧. નિરાશા

નિરાશ છે મારા પ્રેમથી તો કોઈ દુઃખ નથી,
તારી નિરાશા કોઈ સજાથી ઓછી ક્યાં છે?
ભૂલી જાઉં તને અને હવે થઇ જાઉં બીજાનો,
હારીને છોડવાની તને એ હિમ્મત ક્યાં છે?

સાભળ્યું જે તમે એની સત્યતા જ નિરર્થક છે,
વિચારી તે એટલી મારામાં બેવફાઈ ક્યાં છે?
સમય આપી સાંભળી લે મારી વાત કોઈક'દી,
કરીએ જબરદસ્તી એવી જરૂરીયાત ક્યાં છે?

સાંભળીતો લે મારી વાત પણ કોઈક વાર,
સમજી ન શકે એટલી હવે નાદાન ક્યાં છે?
પોતાની સમજી બેઠા'તા પ્રથમ દિવસથી,
ચાહતમાં અમારી નાદાનિયત જ ક્યાં છે?

કારણો'ય હતા કે મનમાં કોઈ ડર મુજથી,
હટાવી દેત દરેક મૂંઝવણનો ડર ક્યાં છે?
મારી નાખત કોઈક'દી તમારા હાથેજ મને,
તૂટ્યા પછી જોડાય, એવી દવાઓ ક્યાં છે?

જીવી લેત થોડા પળ પણ ખુશીથી મુજ સંગ,
દુર તારા વગર જીવવાની આદત ક્યાં છે?
નથી ડરતો લાડવામાં તો આખી દુનિયાથી,
હાર્યો છું હુંજ, તને હરાવાની ચાહત ક્યાં છે?

જાણું છું ચાહત હશે તારા દીલ્માય 'જીવન'
ધુત્કાર પછી ગહેરાઈમાં જવાની તાકાત ક્યાં છે?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૨૨. મિલનની તલપ

જવાબ આપી દેવા છતાંય મન દુભાય છે,
મનમાં હજુ પ્રેમની જ લાગણીઓ થાય છે,
જ્યારે આવું છું તારી સામે સમજાતું નથી,
કેમ તારું મો આમ ખુશીથી છલકાય છે,

જોઉં છું જ્યારે મારી સામે સમજાવવાનું,
અને અમથી વાતો કરવાનું મન થાય છે,
આવવા જ નથી માંગતી તું મારી સામે,
એટલે જ તું મુજથી દુર થતી જાય છે,

સમજવાની કોશિશ નથી કરતી એ વાતો,
હવે નઈ કઉ, પણ ભૂલ તારી જ થાય છે,
સુરજનેય જાણે વાદળની જરૂર વર્તાય છે,
સુરજમુખી પણ જાણે મોં ફેરવી જાય છે,

વાદળોય વરસ્યા વગર ચાલ્યા જાય છે,
જવાબ તારો એમજ હરપળ બદલાય છે,
મળવામાંય આટલી મુશ્કેલીઓ એટલે જ,
વાત કેમ સમજાવવા માટે અવાય છે,

નથી સમજતો મુશ્કેલી હું એમાય પણ,
સમસ્યાતો જાણે એમાય તનેજ થાય છે,
તરસ્યો છું 'જીવન' એ જવાબની રાહમાં,
એટલે જ વાદળો પણ નીરસ જણાય છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૨૩. મનની તરસ

કહેવું છે તને કેટલુય સમજાવવા માટે,
સાંભળવા તું એમાય રાજી થાય તો ને,
મળવાની તલપ એકવાર અજાણતાય,
મળવાય માટે પણ સંમત થાય તો ને,

કેટલી રંગીન ઋતુ આપણા પ્રણય ની,
યાદ કરવાની ઈચ્છા તને થાય તો ને,
ખોખલી આ રંગીનતા જીવનની ભૂલીને,
મારા સથવારે તુંય આવી જાય તો ને,

ભૂલી ગઈ છે આજ સમજતી નથી કેમ,
એકવાર મનેય સમજાવી જાય તો ને,
લાખ ભૂલ તારી મારી એકમાં અંત કેમ,
એટલું જો તું પણ માની જાય તો ને,

સમજીના શકી દુનિયાથી ના ડરતો હું,
તારી સામેજ જો હાથ ફેલાવી જાય ને,
સુંદર હૃદય તને પામી લેવા જ હશે એ,
તુય પણ જો એ વાત સમજી જાય ને,

ભલે ન સમજાય દિલની અંતરવેદનાઓ,
જોઈ મને યાદ તો તારી તાજી થાય ને,
માની લઈશ તારી ભૂલવાની મજબૂરી,
તારે એક વાર તો એપણ મને કેવાય ને,

સમજાશે મારી વાત તને કોઈક દિવસ,
સત્ય જ્યારેય પણ તને સમજાય ને,
ધન્ય ગણીશ જીવનભરની મારી તલપ,
માર્યા પછીયે જો તારી આંખ ખુલી જાય ને,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૨૪. સ્વતંત્રતાની આશમાં

ફફડાવી પંખો ઉડી ગયું દુર ગગનમાં એ પંખી,
જગ્યા પડીજ રહેશે ખાલી આજ અને કાલ પણ,
વર્ષોથી જાણે ના જ સમજાયું જે નહતું પોતાનું,
એને પામવાની લાગણી કેમ મનમાં દુભાય છે,

સ્વતંત્રતાથી વિહરતું ગગનમાં ક્યાંક અવિરત,
મારીતો હસ્તીએ જાણે મનમાંથી ઉડી ગઈ હશે,
ભૂલવાની રીત છે અનોખી આ જીવતરમા એની,
દિલ તૂટે કોઈકનું અને કોઈનાથી કેમ ભૂલાય છે,

મનના કોઈક ખૂણે લગણીતો એનેય હશેજ ક્યાંક,
આવીને ફરકી તો આજપણ જાય મુજ સમીપ થી,
ખુશીઓ છવાય છે ચહેરે, તને આમ ઝંખીને પણ,
સ્વતંત્રતાની ખુશી ને લાગણી યાદ આવી જાય છે,

ભાવનાઓ મારી કદાચ બાંધી રાખતી હશે એને,
આજ અવિરત આકાશમાંય ક્યાં સુખ કમાય છે,
સુખની સ્વતંત્રતા જોઈએ જીવન ને જીવવામાં,
સ્વતંત્રતા તો દુનિયામાં જાનવરોનેય આપાય છે,

આભમાં વિહરતા પણ યાદો હશે જુના પીંજરાની,
ભૂતકાળની યાદો ક્યાં કોઇનાથી આમ ભૂલાય છે,
માંગુ બસ એટલું મન ભરાય સ્વતંત્રતાથી જ્યારે,
આવજે ભૂતકાળમાં ‘જીવન’ છૂટી ક્યાં જવાય છે,

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૨૫. વેદના અંતરની

હૈયાના તાંતણે ક્યાં ઉડતા પંખી બંધાય છે,
મન હોય તો મળે, મન ભરાય ઉડી જાય છે,
કોયલની બોલીઓ દુરથીજ અજાયબ લાગે,
ફરતી દુનિયાને ક્યાં કદી મોહી લેવાય છે,

રસ્તો ભૂલે જગતમાં ઉડતા પંખીઓ આભે,
નકશાની ક્યાં કદી એમને જરૂર જણાય છે,
આજે જોઉં પોતાનું લાગેલું દિલને એ પંખી,
મુશ્કેલીઓ કોઈની એને ક્યાં સમજાય છે,

સ્વતંત્રતાની આસે ઉડી ગયું દુર ગગનમાં,
ઘરની ખોટતો છેવટે માળા માંજ પુરાય છે,
મનની તલપતો મનથી જ સંતોષાય આમ,
દુનિયાની વાતોમા જ ક્યાં મન ભરાય છે,

વટેમાર્ગુ નીકળતા રહે બદહાલત પંખીની,
એમને ક્યાં પંખીના એ દુઃખ કદી દેખાય છે,
તડપી ઉઠે સુરક્ષાને સલામતીની આસમાં એ,
દુનિયાને તો ક્યાં એની વેદનાઓ સમજાય છે,

શ્વાસ હજુય ચાલુ અંતમાં તડપતા જીવના છે,
શિકાર કરવામાં ક્યાં કોઈના દિલોય દુભાય છે,
પડશે ઝખમ જ્યારે પોતાના જ મનમાં ઘા'નું,
સમજાશે તડપતા જીવને કેટલી વેદના થાય છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૨૬. યાતના લાગણીઓની

વેદના વહાવની કિનારાના પથ્થરને ક્યાં હોય છે,
જીવસૃષ્ટિની આ દુનિયામાં ચેતનાય ક્યાં હોય છે,
દિલમાં સ્થાનતો સરળતાથી મળે ગમતી વસ્તુને,
તડપતા દિલની વેદનાઓ એને ક્યાં સમજાય છે,

ભુલાઈ જાય સમય સાથે પ્રણય લાગણીઓ પણ,
દુનિયાની નઝરે પ્રણયફાગની કદર ક્યાં થાય છે,
ફરતી આસપાસ એ સરગમ રાધા રૂપ સમોવણી,
કેમ ફરે કાનો વૃંદાવનમાં જ્યા રાધા જ સંતાય છે,

ઉજડી ગઈ છે જાણે ગલીઓ વૃંદાવનની પણ હવે,
વસંત ખીલવનારી જોડી રાધાકૃષ્ણ ક્યાં દેખાય છે,
કમી નથી વાસના દેહાગ્ની બુજવનારની સૃષ્ટિમાં,
તરસ દિલની છુપાય એવી વસંત ક્યાં વર્તાય છે,

પથ્થર બની ગઈ છે, નખથી આંખ સુધી તું પણ,
તારી આંખમાંય હવે મારી ઝલક ક્યાં દેખાય છે,
દુભાશે જ્યારે દિલ તારું પણ મુજથી વિખેરાઈને,
ચાહનારા પથ્થરની પણ ક્યાં કદર સમજાય છે,

યાદ તનેય આવશે રસ્તે છોડેલા તરસતા જીવની,
થાકીશ શોધીને જ્યારે તું મને તારી જરૂર પ્રમાણે,
મળશે નઈ મુજ સમું કોઈ દિલથી ચાહનારું તને,
શોધીસ ફરી ‘જીવન’ આગમાં હસ્તીઓ બુજાય છે,

~સુલતાન સિંહ ‘જીવન’

# ૨૭. વૃંદાવન...

ઉણપ છે આજ સૃષ્ટિમાં વસંતના વૃંદાવનની,
પાનખરની વાતો તો હવે ઘેર ઘેર થાય છે,
નીસ્તેજતામાં ડૂબી છે વૃંદાવની હવે શેરીઓ,
પ્રણયફાગે રાધા-કૃષ્ણની જોડી ક્યાં દેખાય છે,

રમાતી પ્રેમ-રાસ શેરીઓમાં ગોપીઓ સાથ,
તોય ગોવાળને તો રાધાની ખોટ વર્તાય છે,
કૃષ્ણનો પ્રેમ રાધા પ્રત્યે અપાર અને અનંત,
કા'નાનો અપાર પ્રેમ રાધાને ક્યાં સમજાય છે,

શોધે કાનુડો વૃંદાવનની શેરીઓમાં રાધાને,
રાધાની પ્રેમ ભૂખ કૃષ્ણની આંખે દેખાય છે,
ગોપીઓ છે અપાર મળવા તત્પર કાનુડાને,
લાખો ગોપીએ પણ કાનાને રાધાજ દેખાય છે,

વસંતની રંગીનીયતમાં રચાયેલ વૃંદાવનમાં,
રાસ રમતી સાથે રાધા ક્યાં કદી ભૂલાય છે,
રીસામણે છે આજ રાધા કાનુડાના વર્તનથી,
હઠે ભરાયા પછી રાધાને ક્યાં સમજાવાય છે,

ગોપાલ હશેજ તડપતો આજેય રાધામનમાં,
તડપતા કાનુડાની વેદના ક્યાં સમજાય છે,
પ્રેમતો સત્ય ને સાતત્ય મનાય પુરાણોથી,
પ્રેમનું તો અસ્તિત્વ પણ ઝાંખું જણાય છે,

રાધાને કદાચ લાગે પોતાનો ત્યાગ મહાન,
ગોપાલની ત્યાગ ભાવના ક્યાં સમજાય છે,
સમયાંતરે ખોવાઈ જશે કાનુડો વેદના લઈ,
રાધા તેમ છતા સદીઓથી કાનાની કેવાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૨૮. એકલતા

વસમી વેળાની યાદોમાં હવે એકલતા,
લાગે છે વસમી કરુણતા હવે તો તારી,
યાદ છે ભૂતકાળ એમ આજ પણ મને,
રંગોમાં રંગાયેલી પ્રણય રંગીનિયતતા,

ખોવાઈ જઈને ભીડમાં પણ દુનિયાની,
મનમાં કોઈક ખૂણે ઉણપ અજેય તારી,
દિલથી દુર કોઈ પોતાનુ જ જણાય છે,
નજીક હોવા છતાંય દુર છે દિલથી આજ,

કરતી રાજ દિલના પૂર્ણ સામ્રાજ્ય પર,
સુકાઈ છે હવે એ અનુપમતા શાસનની,
કેમ વિખેરાઈ ગઇ દુર સમયના વહેણમાં,
યાદ છે પ્રેમ રંગતતા તો વર્ષો પછીયે,

દબાય છે આશાઓ કરમાયેલા ફૂલોમાં,
ખીલવાની ઝંખનામાં રહેતા વર્તાય છે,
વસંતના ખીલે ભલે આજ ઇન્દ્રપ્રસ્થમાં,
મેઘની આસતો તરસ્યાને જ વર્તાય છે,

તરસું તારી ઝંખનામાં યાદોથી ઝકડાઈ,
રાખીશ કામના પુરાતી કાયમી થાય છે,
સાંભળીતો જો ભુલાયેલી યાદો કોક’દી,
કેજે પછી કે એ ચહેરો કોનો દેખાય છે,

~સુલતાન સિંહ ‘જીવન’

# ૨૯. અજાણ છે

વર્તન મારું પોતાની જાતથી પણ અજાણ છે,
જેના માટે હું જીવું એ જીવન પણ આજાણ છે,
જગતમાં રહી શોધ એવા એક સાથીની મને,
કદાચ મને જાણે પણ મન મારુજ અજાણ છે,

આશા જ નથી જીવન સિવાય કોઈ ની જાણે,
જાણવું જોઈતું જેણે એ પોતેજ તો અજાણ છે,
અવસર નથી હવે કોઈ માટે પ્રેમ પ્રસ્તાવનો,
બધા જાણે પણ કેમ નાજાણે એજ અજાણ છે,

ઘણા પડાવ જોયા આજ સુધી જીવન વાટમાં,
દર્દ ને ઝખ્મો જીવનની ઓળખથી અજાણ છે,
દુઃખના પળતો જીવનમાં એનાય ઘણા હશેજ,
સુખરૂપી મુજથી આજ મારી જીવન અજાણ છે,

દોસ્ત ભલે રહી પણ એની ક્યાં સીમારેખા હોય,
વાતો ને ચાહતથી જિંદગી તુય ક્યાં અજાણ છે,
આદત છે મનાવવાની અને તને જ ચાહવાની,
સ્થાન જીંદગીમાં એનાથી તુય ક્યાં અજાણ છે,

લાખ વાર સમજાવી મુજ જીવનની કથાવસ્તુ,
સમજવા છતાંય તું જીવન અજેય અજાણ છે,
ઓળખાવનાર પ્રેમ તત્વ એ ગુલેસ્તાની કળી,
પોતાના કરતબોથીજ આજ જાણે તું આજાણ છે,

ઓળખ્યો જ્યારે, દિલથી હુજ ના સમજ્યો તને,
હું સમજ્યો હવે પણ જીવન આજે તું અજાણ છે,

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૩૦. એક વાત કેવી છે.

કદાચ સમજાય તો દિલની એક વાત કેવી છે,
સાથ આપો જીવનમાં તો મનની વાત કેવી છે,
સમજાવી ના શક્યો આજ સુધી જે મુમતાજ ને,
આજ એજ પ્રેમ દીવાની ની તને વાત કેવી છે,

મજાગ પણ લાગે ભલે ના સમજાય મારી વાતો,
છતાંય જીવન અનુભવોની થોડીક વાત કેવી છે,
નાની જરૂર હશે પણ નાસમજ તો હરગીજ નહિ,
એની ગહેરાઈઓમાં સમજણનીતો વાત કેવી છે,

અહેસાસ કરાવ્યો જેણે ભુલાયેલ પ્રેમ કલાઓનો,
એજ વ્યક્તિના જીવન સાતત્યની વાત કેવી છે,
મધુર અવાઝમાં અપનાવવાનો પ્રસ્તાવ મળેલો,
એજ ફેલાયેલી જીવન મધુરતાની વાત કેવી છે,

કહેતી મુશ્કેલ હોય છે ભૂલવું જેને દિલથી ચાહો,
કેમ ભુલાઈ હશે એ પ્રીત એનીજ વાત કેવી છે,
રેવાતું નથી હવે પળભર એના વગર મારાથી,
આ વર્ષોમાં બદલાયેલા પળોની વાત કેવી છે,

વાટ જોવું અજે ય એને પલભર બોલાવી લેવાની,
કેમ નથી એ બોલાવી લેતી એનીજ વાત કેવી છે,
કેટલી ભાવનાઓથી લિપ્ત હોતો એ અવાજ એનો,
ખોવાયેલી એજ ભાવનાઓની મારે વાત કેવી છે,

દેવડાવતી વિશ્વાસ 'જીવન' કદી પણના છોડવાનો,
એના અચાનક તૂટેલા વિશ્વાશની જ વાત કેવી છે,
રંગીનજ બની જાય દરેક પળ એનો મારી સાથેજ,
કેમ ભૂલાયા એ શબ્દો એનીજ તો વાત કેવી છે,

અલગ જ હતો દિલનો આવાજને મહેક આમ,
બદલાયેલા એ સ્વભાવનીજ તો વાત કેવી છે,
કેટકેટલી વાતો કરી હાસ્ય રેલાવતી મુજસંગ,
એજ શબ્દોની ગંભીરતાની મારે વાત કેવી છે,

સમય હતો મારા પ્રેમપ્રસંગનો પણ હસીન એ,
ભુલાયેલ સબંધોની કડીઓનીજ વાત કેવી છે,
ભૂલી જા નથી રાખવું તુજ સંગ મારે હવે કઈ,
મુખે નીકળેલા એના એ શબ્દોની વાત કેવી છે,

કહે છે કોઈ આશાઓ નથી મને તારા પાસેથી,
શું હતી એની આશાઓ એનીજ વાત કેવી છે,
કેટલું મરતી મુજપર કોઈ'દી એની હદન હતી,
એના બદલાયેલા એ અંદાઝની વાત કરવી છે,

કદાચ સમજે તું મને તો દિલની વાત કેવી છે,
સાથ આપે જીવનમાં તો મનની વાત કેવી છે,
દિલથી સમજજો એ પ્રેમના નિર્દોષ સબંધોને,
સમજી શકે તો તનેજ જીવનની વાત કેવી છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૩૧. નઝરો ખોવાઈ ગઈ છે,

શરમાતી નજરો હવે આમ બદલાઈ ગઈ છે,
મુસ્કાનમાં મહાલતી વર્ષાય સુકાઈ ગઈ છે,
દરેક પળ ખુશીની લહેરો જગાવતી 'જીવન',
મુજ મનની શાંતિ જ ક્યાંક ખોવાઈ ગઈ છે,

તારી આંખેથી મારી તસ્વીર ભુસાઈ ગઈ છે,
મારી આંખોમાં તારી સુરત સમાઈ ગઈ છે,
યાદોની લહેરતો એક પળમાંય નથી રોકાતી,
તૂતો એટલા હવે ઊંડાણમાં સમાઈ ગઈ છે,

કારણ પણ નથી સમજાતું હવે મન બેચેનીનું,
ભુલવાનું તને તું ક્યારનું મણે જણાવી ગઈ છે,
વર્ષો સુધી જેને પામવાની આશમાં ગુમાવ્યું,
એતો મળતાય પેલાજ બધું ભુલાવી ગઈ છે,

જીવીજ ના શકું તારા વગર એવું તો નથી,
પણ મનની શાંતિતો તુજ છુપાવી ગઈ છે,
તારી દરેક ભૂલને મેં વારંવાર ભુલાવી છે,
એક ભૂલ મારી અંત કારણ બની ગઈ છે,

ઈચ્છા આજેય બનાવાની છેજ તને મારી,
તુજ તો અચાનક પારકા બનાવી ગઈ છે,
કેવા હતા દિવસો બધાને કહેતો 'જીવન',
તેજ ઉગાવેલા બાગ તુજ ઉજાડી ગઈ છે,

વર્ષો સુધી કિમતના સમજી શક્યો સમયની,
વીતેલા સમયની કીમત સમજાવી ગઈ છે,
મારા દિલની વાતો સમજાશે તનેય કોક'દી,
જીવન ભલે તું, પણ આત્માં ભુલાવી ગઈ છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૩૨. યાદ આવે

એકલતાના સમયમાં હવે એકલતા,
વસમી લાગે હવે આ કરુણતા તારી,
યાદો આજપણ મારામાં ભૂતકાળની,
વેદના ભરેલી પ્રણયની બોલી તારી,

દુનિયાની ભીડમાં આમ ખોવાઈને,
મનના કોઈક ખૂણે ઉણપ છે તારી,
દુર લાગે છે આજ કોઈક પોતાનું,
પાસે તોય દિલથી દુર યાદ તારી,

રાજ કરતી વીતેલા એ દિવસોમાં,
શાસનતા પણ હવે સુકાઈ ને તારી,
દુર કેમ સમયના પુલે વીખરાઈને,
વર્ષો પછીયે આવે છે યાદ તારી,

કરમાયેલા ફૂલને શું થયું હવે,
ખીલવાની આશ છે બાગે તારી,
ભલેના ખીલે વસંત વનપ્રશ્થમાં,
પાણી જેવી આસ ફૂલને'ય તારી,

યાદ કરીજો ભૂલાયેલા સમયને,
ચહેરો મારો હશે, ને સ્મૃતિ તારી,
મન આજેય એ પળોની યાદમાં,
પ્રાથના કરતો રહીશ હર હમેશ કે,
આશ કદીના કરમાય કુમાશ તારી,

~સુલતાન સિંહ 'જીવન'

# ૩૩. રાધાની કમી

ઉણપ છે આજની સૃષ્ટિમાં એ વસંત વૃંદાવનની,
પાનખરની વાતો તો હર ઘરે ઘર થાય છે,

સુકીભઠ્ઠ જેવી છે શેરીઓય વૃંદાવનની હાલમાં તો,
કૃષ્ણ સાથેની એ રાધા હવે ક્યાં દેખાય છે,

રમાતી રાસ જ્યાં કૃષ્ણ અને રાધાની એ સ્થાનમાં,
ગોપીઓ હજારો છતાંય કમી રાધાની વર્તાય છે,

પ્રેમતો અજેય કૃષ્ણસમો અપાર છે અજેય મનમાં,
તરસ્યા પ્રેમની ભૂખતો ‘જીવન’ માંજ દેખાય છે,

ખોવાઈ ગઈ છે રાધા હવે વૃંદાવનની શેરીઓમાં,
કૃષ્ણ શેરીઓમાં રાધા કાજે રખડતો દેખાય છે,

કમી નથી હોતી ગોપીઓની કૃષ્ણ જીવનચક્રમાં,
લાખો ગોપીમાંય સુરત તો રાધાનીજ દેખાય છે,

લીલુછમ્મ છે વસંતનું અદભુત ચિત્રણ સમું વન,
પ્રેમથી ભીંજાયેલી સુગંધ ક્યાં કદી ભૂલાય છે,

રીસામણે રાધા કોણ જાણે કેમ આજે કાનુડા થી,
રિસાયેલી રાધા ક્યાં કાનુડાથી મનાવાય છે,

તરસે છે આજ પણ કાનો રાધાની મનોવૃતિમાં,
કૃષ્ણ પ્રેમ એની પ્રિયતમાને ક્યાં સમજાય છે,

માનવામાં આવ્યો છે પ્રેમને સૃષ્ટિના સત્ય સમો,
આજે પ્રેમનું અસ્તિત્વ પણ ઝાંખું થતું દેખાય છે,

મહાન લાગે રાધાને કદાચ પોતાના જ ત્યાગ,
કૃષ્ણની મહાનતા પાસ રહેતા ક્યાં સમજાય છે,

કાર્ય જગતના કરી જાશે આ કાનુડો નિર્ધારિત,
ગયા પછી કાનાના, હમેશ રાધા પછતાંય છે,

**~સુલતાન સિંહ ‘જીવન’**

# ૩૪. તુજ બદલાઈ

જગ્યા તો એજ છે ને અજેય જ્યાં રોજ મળતા,
મનપણ ક્યાં બદલાયા જેનાથી મહેસુસ કરતા,
દિલપણ એજ જેનાથી એક-મેકને ચાહતા હતા,
કા’તો સમય બદલાયો કે પછી તુજ બદલાઈ છે,

ચહેરો તો અજેય એજ છે જેને નીરખતી રહેતી,
હોઠપણ ક્યાં બદલાયા જેને તું ભીંજવતી રહેતી,
દિલ પણ એજ જ્યાં તું માથું મૂકી સુવા માંગતી,
કા’તો સમય બદલાયો કે પછી તુજ બદલાઈ છે,

વ્યક્તિ પણ એજ હું જેને તું દિલથી ચાહતી હતી,
ભાવનાઓ પણ એજ જેમાંતું ભળીને ખુશ રહેતી,
દિલ પણ એજ જ્યાં કાન માંડીને નામ સાંભળતી,
કા’તો સમય બદલાયો કે પછી તુજ બદલાઈ છે,

બોલાવી જે જગ્યાએ એય એજ જ્યાં રોજ મળતા,
મનતો અજ પણ તારા સાથે રેવા’જ ટેવાયેલું છે,
દિલ પણ એજ જે તારું નામ બસ જપ્યા કરે છે,
કા’તો સમય બદલાયો કે પછી તુજ બદલાઈ છે,

આજે ઠોકર જેને મારે છે પસંદ પણ તેજ કરેલો,
જે અરમાનો તું તોડે એને જોડનાર પણ તુજ છે,
દિલ પણ એજ તોડવા માંગે જેમાં નામ તારુ છે,
કા’તો સમય બદલાયો કે પછી તુજ બદલાઈ છે,

પ્રેમતો આજેય મારા દિલમાં ફક્ત તારા માટેજ,
કદાચ તારી ચાહત ભુલાઈ જતી લાગે છે મને,
દિલ પણ એજ જેમાં યાદો તારી ધડકતી રહે છે,
કા’તો સમય બદલાયો કે પછી તુજ બદલાઈ છે,

~સુલતાન સિંહ ‘જીવન’

# ૩૫. વાટ જોતા રસ્તામાં

આજેય વાટ જોઈ હતી મેં તો તારી,
તું પળ માટે નજર સમક્ષ ના આવી,
આવી હોત તો કદાચ આંખોય મળત,
સમજવાની કોશિશ તને આજેય કરત,

સમયતો અજેયના હતો જીવન કામથી,
તને જોવાની આશાએ બસ આવ્યો હતો,
કેટલોય સમય વીત્યો વાટ જોતા રસ્તામાં,
આંખો તડપતી તને નિહારવાની આશમાં,

નથી દેખાતી હવે મળવાની તડપ તુજમાં,
મારું મનતો તડપે આજેય આશમાં તારી,
બખૂબી જાણું છું મને તેજ ઠુકરાવી દીધો,
મન આજે તડપે તને પામવાની આશમાં,

પામી લેવાનું નામ નથી ચાહત હું'ય જાણું,
થોડીક ખુશી મળે તુજમાં એનીજ આશમાં,
હારી ચુક્યો છું હવે સમજાવતા સમજાવતા,
સમજ્યા વિના ધડકતું રહે તારીજ આશમાં,

કેટલીયે ભૂલો બાદ દુખાયું હોય તારું મન,
પાગલ દિલ પાછળ ફર્વાય તારી આશમાં,
કા'તો જોડ કે પછી સાવ તોડીજ નાખ હવે,
સમજાય મને નિરર્થક રહેવુ તારીજ આશમાં,

~સુલતાન સિંહ 'જીવન'

# ૩૬. ભૂલ મારી છે

મનાવી તો એ વખતે પણ ખુબ હતી તને જ્યારે,
પ્રેમપંથે ચાલવા મારા સહારાની તને જરૂર હતી,
બધાને કે'તા રે'વું ઠીક નઈ એ પણ ત્યારેજ કહેલું,
તુજ ના માનીને એમાય જાણે મારીજ કોઈ ભૂલ છે,

ત્યારે કદાચ તને સંદેહ હતો મારી ભાવનાઓ પર,
બેઈન્તેહા પણે જે તારા પર જ લુટાવતો રહ્યો પ્રેમ,
એટલોય વિશ્વાસ ન કરી શકી તું મારી ચાહત પર,
તેમ છતાંય માની લઉં જાણે મારીજ કોઈ ભૂલ છે,

જુદાઈના હોતજો મારી વાતોને પેલાજ સમજી હોત,
ત્યારે પણ તું કદી સમજી જ ના હતી મારી વાતોને,
આજ આટલા વર્ષો પછી પણ ક્યાં તને વિશ્વાસ છે,
દુઃખ અનુભવાયને માની લઉં મારીજ કોઈ ભૂલ છે,

કાળી રાતનો સમય ને સોહામણા પળોની વણઝાર,
તને સંભાળનાર ખભા પણ મારા હતા યાદ હોય'તો,
ક્યાં વિશ્વાસ હતો તને તો એ ખભાઓ પર પણ હવે,
ના સમજાવી શક્યો, માની લઉં મારીજ કોઈ ભૂલ છે,

આજેય તું આટલી હદે નારાજ છે જાણે હું ગુનેહગાર,
બેવફાઈતો તારીજ જે અહેસાસ બનીને ડુબાવી ગઈ,
કદાચ ડૂબી ગયો તને પામવાની આસઓમાંજ આમ,
ભુલાવીના શક્યો ને માની લઉં મારીજ કોઈ ભૂલ છે,

દિલ અજેય ઝૂમી ઉઠે તારી માત્ર એક ઝલક થી,
ફેરવતા મુખ જોઇનેય હવે દિલમાં દુઃખ થાય છે,
કઈ પણ બોલી દે તું લાગણીઓની પરવા વગર,
કદર લાગણીઓની માની લઉં મારીજ કોઈ ભૂલ છે,

# ૩૭. કેમ...?

એક વારતો મારી પાસે આવીને તુજ કહે,
કે તારા વગર આ મનને મનાવું તોય કેમ...?

નથી માનતું એક વાત પણ હવે તારા વગર,
વાત સમજાવવા હવે તને બોલવું તોય કેમ...?

રાત દિવસ તને ઝંખવા માટેજ તડપતુ રહે,
તને વગર જોયે એને સમજાવું તોય કેમ...?

સમજાતું નાથી શું કરું હું હવે તારા વગર,
એક વાર સમજાવ તને ભુલાવું તોય કેમ...?

કેમ કરી સમજાવું કે મારા મનમાં શું છે,
મળવાજ નથી માંગતી તી સમજાવું કેમ...?

એકવાર પણ હસતા દેખું દી ખુશીમાં જાય,
તું નથી મારી એમ દિલને સમજવું કેમ...?

એકવાર મારો ગુનો તુજમુખે સાંભળવાની,
વગર ગુનાની સજામાં મનને મનાવુય કેમ...?

નથી ગમતું તારી આસ વગર હવે અહી,
આ વાતો તારા મનમાં ઉતારુંય તો કેમ...?

સમજાયજો ક્યારેક તને આ જીવન રાહમાં,
એક વાર કે પહેલા પ્રેમ જતાવ્યોજ કેમ...?

રાહ હંમેશા જોઈ છે તારા પાછા ફરવાનીજ,
ચાહતની આગે તારું જીવન સજાવુંય કેમ...?

~ સુલતાન સિંહ 'જીવન'

# ૩૮. રહે છે.

ભુલાઈ ગઈ છે મારી યાદો હવે,
એવું તો લોકોય કહે છે,
મનાવવાની તો કોશીશોય મેં કરી,
બધીજ અર્થહીન રહે છે,

ફાયદાની વાતો હરકોઈ કરેજ છે,
પ્રેમને પવિત્રતા કહે છે,
મતલબને કરી નાખ જો કિનારે,
ઈચ્છાઓજ ક્યાં રહે છે,

પામવાની આસ તો હોય જ નહિ,
માણવાનેજ સુખ કહે છે,
શંકાની લાગણીને ક્યાંથી સ્થાન,
પ્રેમમાં વિશ્વાસ રહે છે,

આજેય એની યાદો છેજ મારામાં,
એવુ જ મન કહે છે,
ઈચ્છાઓ કદાચ એના મતલબની,
અવિશ્વાસ પણ રહે છે,

યાદો મારી ભુલાઈ ગઈ છે,
દર્દતો દિલ સહે છે,
તૂટે બંધનો દિલ અને લાગણીના,
અશ્રુઓ આંખોમાં વહે છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૩૯. કદાચ, બદલાય છે...

કોણ કહે છે કે સમય બદલાય છે,
ઈરાદા બસ માણસોના બદલાય છે,
આજે પણ હું તો એજ છું 'જીવન'
કદાચ નઝર આજ તારી બદલાય છે,

રાત-દિવસ પેલા એક કરી નાખતી,
હરપળ મળવાની ઝંખનાયે તરસતી,
તરસતીએ મિલન સહવાસના સંગને,
કદાચ નઝર આજ તારી બદલાય છે,

વાતોય હાથમાં હાથ પરોવીને કરતી,
આંખ મીચકારીનેજ ઈશારાઓ કરતી,
સ્પર્શેમાંય પ્રેમનો રંગ પણ જગાવતી,
કદાચ નઝર આજ તારી બદલાય છે,

દુરથી નીરખીને તારૂ મલકાતા રહેવું,
એકાંત માટે તારું તરસતું એ મૌસમ,
આમ ખોવાઈ જતી ખભે માથું મુકીને,
કદાચ નઝર આજ તારી બદલાય છે,

પ્રવાહ તારા એજ અતુટ વિશ્વાશનો,
દરેક વાતે હકારમાં મને આવકારતો,
પ્રેમનો જ સહવાસ આપણ બેઉનો,
કદાચ નઝર આજ તારી બદલાય છે,

દુનિયા એજ ગતિએ આજેય ચાલે છે,
એક વાત કહું છું માની લેજે 'જીવન'
મારો પ્રેમ તો નથી બદલાયો પણ હા,
કદાચ નઝર આજ તારી બદલાય છે

# ૪૦. આજ પણ...

હમેશની જેમજ છે એજ દિવસ, આજપણ,

સવારનો આ કોમલ તડકો,
કાર્યબોઝનો એજ હળવો ભાર,
નઝરની ગતિનો એજ વેગ,
આજેય તારો એ ચમકતો ચહેરો,
વીતેલા દિવસો જેવોજ છે કદાચ, આજપણ,

આજેય તને બોલાવી તો હતી,
કેમ કરી હવે તને વિનંતીઓ કરું,
આવવું તો આખર તારેજ નથી,
નફરતથી ઉભરતી આંખ જોઇને,
વીતેલા દિવસો જેવીતો નથીજ એ, આજપણ,

આ હદે ગુસ્સો કેમ મુજપર,
કઈ વાતનું ઝખમ તને વાગ્યું,
કહી તો જો એકવાર મને પણ,
આજ સુધી નથી સમજાયું મને,
આમ તારું અચાનક રૂઠવાનું કારણ, આજપણ,

કેમ કરી ભૂલી જાઉં બધું આમ,
કદાચ તું બધુજ ભૂલી છે નઈ?
રેલાતી તારી આ ભાવનાઓમાં,
દરેક વાયદા આપેલા તે યાદ છે,
તારી સાથેનો દરેક પળ મને યાદ છે, આજપણ,

~સુલતાન સિંહ ‘જીવન’

# ૪૧. 'જીવન' જ તો...

સોનેરી કિરણો જાણે આજ વર્ષા બની છે,
ખીલેલી કલીઓજ તો માધ્યમ બની છે,
મૌસમ ને તો કુમળો તડકો જ ચમકાવે,
આજ એની ચમકજ તો 'જીવન' બની છે,

નીતરતા આમ હાસ્યના રસથાળમાં આજ,
વિચારોની ગતી જ જાણે દુશ્મન બની છે,
દુવિધાના આ સાગરમાં ભડકે છે મન મારૂં,
પ્રેમની આજ દુશ્મન પણ 'જીવન' બની છે,

મંદ ગતીમાંજ ચાલતું રહે છે જીવન ચક્ર,
અવાજમાં એ એક અવાજ તેજ બની છે,
ચમક પણ છુપાઈ જાય વાદળોમાં હવે,
મો ફેરવનાર એજ આજ 'જીવન' બની છે,

કોશિશો છે આજ સુધી તને સમજાવવાની,
મન પર અવિશ્વાશની તારે ચાદર પડી છે,
વેડફાઈ જાય છે મારી સમજણો પણ બધી,
ઢાંકી નાખનાર તો આજ 'જીવન' બની છે,

ભાવનાઓના તાંતણાઓ પણ તૂટી જ ગયા,
ગાંઠો લગાવવા ક્યાં એ હવે દોરી બની છે,
નકારાઈ જાય છે સાંધવાની કોશિશો હવેતો,
સમજી શકે એવી ક્યાં હજી 'જીવન' બની છે,

દુરથીજ પડે મજા મૃગજળને નિહાળવાની,
તરસતો તોય છેવટે પણીથીજ બુજાય છે,
વિલીન થઇ જશે પાસ જતાએ મૃગજળતો,
એટલું સમજે એવી ક્યાં 'જીવન' બની છે,

~સુલતાન સિંહ 'જીવન'

# ૪૨. મનમીત

ટોળાનેય ચીરતું રહે એ સ્મિત,
આભા પર છલકતું રહે સંગીત,
વર્ષમાં ભીંજાયેલા એ મન-મિત,
ગવાયેલા દરેક સુરના એ સંગીત,

અંધકારમાં થતી રળિયામણી વાતો,
યૌવનની ખરડાયેલી પ્રેમમુલાકાતો,
ભૂલાયેલા સ્વપ્નો તણા સૂરમાંથી,
સંભળાયેલા કઠોર સ્વરના સંગીત,

મહિનાઓનો એ સોહામણો સાથ,
જુદા પડેલા સમયની બધી યાદ,
મનમાં વસેલો અનમોલ ખજાનો,
અગણિત ભૂલોનો જાણે પટારો,

સમજણની કમી માં પ્રેમનો રસ,
લપેટાયેલા પીળા વસ્ત્રોના ઉભાર,
અંગો ચીરતો એ યૌવન આકાર,
નીચે ઝૂકેલા નૈનોના માયાઝાળ,

સુવાસથી તરબોળ સરકતો દુપટ્ટો,
મુખ મંડળનો લચીલો એ ચળકાટ,
ભીડમાંય સતાવતો એકાંત અહેસાસ,
ટૂંકા જીવનમાં જાણે પ્રેમનો આત્મસાદ,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૪૩. કેટલા અલગ છે

આ દિવસો પણ કેટલા અલગ છે ને,
તું પણ નથી હવે તો,
મારી સાથે પણ નથી,
મારા પાસે પણ નથી,

આ દિવસો પણ કેટલા અલગ છે ને,
તારી યાદો પણ નથી,
તારો સાથ પણ નથી,
તારા દિલે પ્રીતેય નથી,

આ દિવસો પણ કેટલા અલગ છે ને,
કઈ તું કહેતી નથી,
આંખો ચુપ રહેતી નથી,
દુઃખ પણ, ખુશીઓ પણ,

આ દિવસો પણ કેટલા અલગ છે ને,
દરેક પળમાં આસપાસ છે,
મળવાની આસ પણ નથી,
ભૂલવાની ચાહ પણ નથી,

આ દિવસો પણ કેટલા અલગ છે ને,
ખબર નઈ શું મંજુર તને,
તું પારકી પણ નથી,
કે પોતાની પણ નથી

આ દિવસો પણ કેટલા અલગ છે ને,

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૪૪. કઇક ખુબ

ચાલવાની અદાઓ કઈ ખુબ છે,
સફેદ સલવારે લપેટાતા,
જાંબુની રંગના એ ગીત,
ચમકતો ચહેરો એ તારો,
મુખ પર વહેતું એ સ્મિત,

મો મચકોડવાની કરામતો ખુબ છે,
વીંટળાયેલા દુપટ્ટામાંય,
ખુલા વાળના એ લટકા,
ગરમીનો આબેહુબ અહેસાસ,
મુખે રેલાતા પ્રશ્વેત બિંદુ,

વાળને ફેલાવાની મજાઓ ખુબ છે,
સખીઓના એ સાથને,
મુખે મલકાતા આનંદને,
પરીઓનેય શરમાવે,
ચમકતા ચહેરા ઉમંગને,

હસવાની કોશિશો તારી આજ ખુબ છે,
મહેકતું ગુલાબી એ તન,
રેલાતી ખુશનુમાં સુગંધ,
યૌવનના ઉભરતા આકાર,
અરમાનની વહેતી તરંગ,

છુપાવાની તારી આમ તરકીબ ખુબ છે,
ગુસ્સામાં ઉભરતી આંખો,
ભુલાવાની ઉઠતી આસ,
છૂટી જવાનો એ આનંદ,
મુક્ત જીવનનું એ સત્ય,

સપના સજાવી તોડવાની તરકીબ ખુબ છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૪૫. સમય શીખવે છે

જીવન જીવતા શીખવાની ક્યાં જરૂર છે,
વીતેલો ભૂતકાળ બધું શીખવી જાય છે,
લખવા માટે કળા-આવડતની શી જરૂર છે,
ઉજડેલા સબંધો બધુજ શીખવી જાય છે,
યુવાનીમાં હમેશા તો દુખ નથીજ હોતા ને,
બેવફાઈ અને પ્રીતના ઘા આપી જાય છે,

પ્રેમનું નામ નાં આપતા કદાપી આકર્ષણને,
પ્રેમતો જીવનની તકદીર બની જાય છે,
પ્રેમથી અજાણતાય ખોવાયેલો મજનું પણ,
રાજાને પણ એ રંક બનાવી જાય છે,
દુનિયામાં પ્રીતના ખેલને જરૂર સમજી લેજો,
દુઃખના સાગરોજ અજ્ઞાનતા બનાવી જાય છે,

મહાનતા પ્રેમ તત્વની ખુબજ ઉત્કૃષ્ટ છે,
પ્રેમીનેય જે મહાન બનાવી જાય છે,
પણ અજ્ઞાનતા એટલીજ ખતરનાક જીવનમાં,
દોસ્તોનેય જલ્દી દુશ્મન બનાવી જાય છે,
ભલેને ભૂલી ગઈ છે જીવન આજ આમ બધું,
એનીજ લાગણીઓ આટલું લખાવી જાય છે,

પ્રીત કે પ્રેમ શીખવાની જરૂર નથી હોતી,
એની યાદોજ ચાહતના પાઠ શીખવી જાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૪૬. વૃંદાવનમાં

જીવનના વૃંદાવનમાં ભટકતા,
રાધાની એ વસમી એકલતા,
કૃષ્ણની મળવાની એ ઉત્કંઠા,
અને બસ પવિત્ર પ્રેમની ગંગા,

સ્પષ્ટ વર્ણન પામતી વાર્તા,
પ્રેમની એ ઉત્તમ પરિભાષા,
ગાંઠે બંધાતી એ વ્યખ્યાયો,
સમજમાં સમાવવાની કોશિશો,

મનમાં સમાવવાની ઉત્કંઠામાંય,
પ્રીતના સુઓજ આમ રેલાય છે,
વાંસળીના મધુર સુર સંભળાય,
પ્રિયતમાની એ આશાઓ બંધાય છે,

સુકાયેલા હૈયાના ખેતરો ભીંજાતા,
સમય પણ આમ ટૂંકો લાગે છે,
પિયાનો ચહેરોય પ્યારો લાગે છે,
દુનિયાનો ધારો નઠારો લાગે છે,

સમયની ગતિમાં વહાણોય ભાગતા,
ડમરીઓ બનીને અચાનક ઉડતા,
ભીનાશ પણ પાંગરી જાય છે,
જળાશય પણ આમ શુકાય છે,

બંજર જમીન રેતમાજ ફેરવાય છે,
તડપતી આશાઓ જેમ બુજાય,
પ્રેમની આજ કહાની વૃંદાવનથી,
શરૂ થઇને રણમાં જઈ સુકાય છે,

~ સુલતાન સિંહ ‘જીવન’

# ૪૭. અવઢવ

કેમ કરીને ભૂલાવું મુખથી,
બોલાયેલા શબ્દો,
કહેવાયેલા અને વચનોમાંજ,
બંધાયેલા શબ્દો,
માની પણ જા આમ હવે,
મુજ ખાતર જ,
છોડ ને મંજીલના રસ્તા,
કારણ વગર જ,
કોઈજ નથી મારા દિલમાં,
તારા સિવાય હવે,
મુજ તનમનમાં મળેલો છે,
જીવ તારો હવે,

ઉમંગો દિલમાં હરપળ,
ઉઠે છે જ ને,
મઝા નથી તડપવામા,
તુજ ખાતર ને,
માણીલે દુર ન જા આજ,
પ્રીત મૌસમની,
એક બુંદની પણ કીમત,
પ્રેમભર્યા રસની,
સમયની સાથે સબંધ એ,
હવે ભુલાઈ ગયો,
માણીગર મનનો કેવાય,
ચહેરો ભુલાઈ ગયો,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૪૮. કઈક છૂટ્યું

એક સપનુ તો ક્યારેક તૂટ્યું છે,
પોતાનુ જ જાણે કોઈ છૂટ્યું છે,
ઓલવાઈ રહી સપનાની સફર,
એક દિલ પણ મારું જ તૂટ્યું છે,
નવી બહાર એ આમ આવી હતી,
નવોજ અહેસાસ એ લાવી હતી,
રાહ જોવાની ફરી આસ બંધાઈ,
ચમક તારા ચહેરાની આવી હતી,
અહેસાસ કઈ વાતનો કરું હવે,
પ્રેમ સાગરમાંય ક્યારેક ડૂબી હતી,
તને કદાચ તારતા આવડતું હશે,
મરથીજ કળા આજ ભુલાઈ હતી,
અરમાનો જોડાયેલા છે આસથી,
આશા એ ફરીવાર પ્રગટી હતી,
ડૂબીને નવા સ્વપ્ન સંસારમાં,
ચાહત લહેર મને જાગી હતી,
વાતોમાં કોઈકની આમ ભૂલી,
વિશ્વાશની દોરી પણ તૂટી હતી,
સાલો વીતી ચુક્યા છે આજ,
જાણે મારી તું કદીજ નાં હતી,
આજ પણ એ પણ યાદ છે,
મનમાં તારા અથાક પ્રેમ હતો,
વળજે પાછી ભલે કોઈક દિવસ,
જ્યાં સુગંધ પેલાય પ્રેમની હતી,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૪૯. યાદો, ભુલાયેલી...

શું એ વીતેલા દિવસોનીયે,
વાત હતી,
રાતની રંગીનીયતમાં ચાંદની,
સાથ હતી,
બાહોમાં વીંટળાયેલા એ હાથ,
આમ તારામાં,

હોઠે મહેકતા જામ વરસતા,
તારા જ હોઠોના,
નશીલા અને મનમોહક અંદાજ,
પ્રેમની જ વાત,
ભુલાયેલી તારી યાદોમાં આમ,
તડપ તો સંતાપ,

બેબાકળી અને ઉતાવળી તું,
બની જતી,
દિલેથી પારકી પણ આમ,
અચાનક જ,
તારા પ્રેમનો તડપતો મીઠો,
રંગીન અહેસાસ,

એકબીજામાં સમાઈને સાથે,
માણેલો અહેસાસ,
માદક એ નીતરતો રસથાળ,
તુજ તન નો,
હાથો બીડાયેલા ને વરસતા,
અમી વરસાદ,

શું એ વીતેલા દિવસોની,
યાદ હતી,

~ સુલતાન સિંહ 'જીવન'

# ૫૦. પ્રેમ શું છે...?

પ્રેમ એટલે શું? લાગણી કે બંધન?
આ પ્રશ્નતો અજાણતાય થઇ જાય છે,

પ્રેમતો દુનિયાનું એ અનમોલ સત્ય છે,
જે થાય અને જીવનપર્યંત રહી જાય છે,

દુનિયાના આ રીત-રીવાજો નીભાવીને,
પ્રેમની મીઠી વાતો સંભળાવી જાય છે,

પ્રેમ એટલે શું? લાગણી કે બંધન?
આ પ્રશ્નતો અજાણતાય થઇ જાય છે,

દિલના રાજ્યમાં લાગણીના દુઃખો,
નિસ્વાર્થપણે અશ્રુઓમાં વહી જાય છે,

દુખ ભલે ને પડે જીવનમાં અનંતજ,
હસતા મુખે બધુજ એ સહી જાય છે,

પ્રેમ એટલે શું? લાગણી કે બંધન?
આ પ્રશ્નતો અજાણતાય થઇ જાય છે,

અરમાન ભલે લાખો બંધાય મનમાં,
દુર મંઝીલ ગણી વાર રહી જાય છે,

પ્રેમની શું વાત કરવી આ દુનિયાને,
ગહેરાઈના દર્દો શબ્દોમાં ઉભરાય છે,

પ્રેમ એટલે શું? લાગણી કે બંધન?
આ પ્રશ્નતો અજાણતાય થઇ જાય છે,

એકવાર પણ જો વસી જાય દિલમાં,

આખર સુધી એ ચિતરાઈ જાય છે,

રીત-રિવાજની આ કહાનીઓમાં,
'જીવન' કહાની અધુરી છૂટી જાય છે,

કોઈક ડૂબે પ્રેમ સાગર ગહેરાઈએ,
સાથી એનોજ મશ્કરી કરી જાય છે,

પ્રેમ એટલે શું? લાગણી કે બંધન?
આ પ્રશ્નતો અજાણતાય થઇ જાય છે,

~ સુલતાન સિંહ 'જીવન'

# -: About Author :-




નામ – સુલતાન સિંહ 'જીવન'

સરનામું – ૪૫/B, બમોસણા નગર સોસાયટી

મોઢેરા રોડ, મેહસાણા ૩૮૪૦૦૨

જન્મભૂમી – મહેસાણા (ગુજરાત)

કર્મભૂમિ – સિરોહી (રાજસ્થાન)

મૂળ ભાષા – હિન્દી (માતૃભાષા), ગુજરાતી,

મોબાઈલ – +૯૧-૯૯૦૪૧૮૫૦૦૭

મેઈલ - raosultansingh@gmail.com

બ્લોગ – http://vichaarvrund.wordpress.com


સુલતાન સિંહ પોતે મૂળ રાજસ્થાનના સિરોહી જીલ્લાના વતની છે. અને એમના જણાવ્યા પ્રમાણે માં જેવી હિન્દી અને માસી જેવી ગુજરાતી એમ બંને ભાષા પ્રત્યે લગાવ છે. એમનું વધુ પડતું લખાણ ગુજરાતીમાં છે જેનું મુખ્ય કારણ ગુજરાત એમની જન્મભૂમિ છે. મૂળ રૂપે ગદ્યના વ્યક્તિ હોવા છતાં પદ્યમાં પણ એમનું યોગદાન વિશેષ છે. એમની અન્ય પ્રતિભાઓ ને નીચે પ્રમાણે દર્શાવી શકાય છે.

***લેખન ક્ષેત્રે :-*** **સ્વપ્નસૃષ્ટિ અને એસિડ અટેક એમ બે નોવેલ લખી છે. જે બંને માતૃભારતી એન્ડ્રોઇડ એપ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય અન્ય બે નોવેલ પર કામ ચાલુ છે જેમાં એક ટાઇપ વર્કમાં અને બીજી હજુ લખવાની ચાલુ છે. ૨૭ જેવા મોટા આર્ટિકલ છે જે માતૃભારતી, ડેઇલીહંટ, પ્રતિલિપિ અને બ્લોગ પર ઉપલબ્ધ છે. એનાં સિવાય ગદ્યમાં વર્તમાન સમસ્યા પર કટાક્ષ કરતા લેખ વિચારવૃંદ નામની કોલમ પોતાના બ્લોગમાં લખે છે, જે પ્રતિલિપિમાં પણ ઉપલબ્ધ છે. પદ્યમાં શોખ ખાતર ૨૫૦ ગુજરાતી અને ૪૭ જેટલા હિન્દી કાવ્યો લખ્યા છે. (એમના મંતવ્ય મુજબ એકે રચના છંદમાં તેમજ નિર્ધારિત બંધારણમાં ન હોવાથી ગઝલ કહી શકાય એવી નથી)**

***અભ્યાસ ક્ષેત્રે :-*** **અભ્યાસમાં ધોરણ ૧૨માં કોમર્સ પછી કોમ્પ્યુટર અને સર્જનાત્મક હિન્દી લેખનમાં ડીપ્લોમાં કર્યું. તેમજ મેનેજમેન્ટમાં સ્નાતક અને મનોવિજ્ઞાન તથા સમાજશાસ્ત્રમાં અનુસ્નાતક સ્તરનો અભ્યાસ પૂર્ણ કર્યો.**

***અન્ય ક્ષેત્રે :-*** અન્ય ક્ષેત્રોમાં સૌપ્રથમ યુથવર્ડ નામના ઓનલાઈન સામયિકમાં નોવેલ લખેલી પણ સમય જતા એ બંધ થયુ. ત્યાર બાદ પદ્ય સાહિત્યને લગતું કાવ્યગોષ્ઠી ઇ-સમયિક પોતાની જાતે શરુ કર્યું જેમાં સંચાલક, મેનેજર તેમજ સંપાદક તરીકેનું કામ કરે છે. આ સામયિક પદ્ય સાહિત્ય માટેનું ફ્રી ઓનલાઈન સામાયિક છે જે અત્યારે pdf તેમજ પ્રતિલિપિ પર ઉપલબ્ધ છે. કાઈ ખાસ નથી પણ હાં હાલમાં મહત્વના એક હેરિટેજ પર ડોકિયુંમેંટ્રી બનામાટેના પ્રયત્નો ચાલુ છે.

(૩૧ ઓક્ટોબર ૨૦૧૬)